# ખરી સ્વદેશ ભક્તિ.

આર્યાવર્ત ખરેખર વેદ ઉપરજ આધાર રાખે છે. જરા પાછળ નજર કરો. પ્રાચિન કાળના ઋષિ મુનીઓ પોતાના આચારવિચાર વેદને અનુસરતા જ રાખતા હતાઃ ને વેદ બોલે તેજ ખરો ધર્મ. એવી માન્યતાવાળા હોવાથી તેમની સ્થિતિ કેવી સુખપુર્ણ હતી તે જાણીતુ હોવાથી અત્રે કહેવાની જરૂર નથી. તેથી ઉલટું અર્વાચિન કાળમાં આપણે વેદથી વિમુખ થએલા છીએ. જગતના સ્તંભ, બ્રાહ્મણો ખટકર્મ શી વસ્તુ છે તે પણ કેટલાક જાણતા નથી જેના પરિણામે હાલમા ચારે વર્ણ દુઃખમાં સડે છે. ખરેખર શું આ દીલગીર થવા જેવી વાત નથી ?

આવા બારીક સમયમા **श्री सनातन वेद धर्मोत्तेजक** મંડળ **श्री वेदनो** પુનઃ પ્રચાર કરવાનો પ્રયત્ન કરે છે તો તે પ્રશસનીય છે એમ હરકોઇ મનુષ્ય કહેશે. પરંતુ તમારા હૃદયમા **श्री सनातनवेदधर्म** પરત્વે લાગણીના એક પણ અંશ હશે તો જરૂરથી તે તમોને તમારી ફરજ સમજાવી મદદ મંડળમાં પૈસાની વા પુસ્તકોની મદદ આપી તેને ઉત્તેજન અપાવશે જ. જે દાન મળશે તેની પહોંચ મળશે તથા વાર્ષિક રિપોર્ટમાં સહાયક તરીકે નામ બહાર આવશે. વધુ વિગત માટે લખો.

**श्री सनातन वेद धर्मोत्तेजक मंडळ**

ના વ્યવસ્થાપક.

ડે. રામનાથ મહાદેવની ધર્મશાળા

મુ૦ બોરસદ.

તાલુ. આણંદ અને પેટલાદ.

ૐ तत्सत् परमात्माने नमः

બીડી નિષેધક

# અલબેલી બીડી

ઉર્ફે

# દયાહિન દૈત્યો.

---

ભાગ ૧ લો.

શાર્દુલવિક્રીડિત છંદ.

પ્રીતે પ્રણમું પ્રેમથી પ્રથમ હું, જે છે ગણોના પતિ,
બુદ્ધિ આપ તણી ક્રિયા કેરી હું તો, માગું છું
મમમાં ગતિ;
કરો કૃપા ભાવ મુજ ઉપરે, રિદ્ધિ સિદ્ધિના પતિ
વિઘ્નહારક દુઃખવિદારક હરિ, સર્વજ્ઞ શ

પરમહંસ પરિવ્રાજકાચાર્ય ગુરૂ, સ્વામિ મધુસૂદન;
તત્વજ્ઞાનિ પુરા પ્રભુ બ્રહ્મ પદે, તેને કરૂં વંદન;
ગુરૂરૂપિ પરબ્રહ્મનું સ્તવન કરી, માગું સદા હે વિભુ,
વ્યસનો જે ખોટાં રહ્યાં ભૂપરે, શાન્તિ કરો હે પ્રભુ.

સંવાદ.

**સદ્‌ગુણી માણસ—**

રે કોણ છું ને કેઈ ન્યાતે, શું છે તારૂં નામ રે,
કોણ તારાં માત પિતા, શું છે તારૂં ગામ રે;
કોણે તુંને મોકલીને, શું છે તારે કામ રે,
વણ બોલાવે અહીંઆં, કેમ કીધો ઠામ રે.

**બીડી—**

ફૂત્યા છું હું જાતનીને, બીડી મારૂં નામ રે,
પત્ર તંબાકુ માત પિતા, સર્વ દેશે ઠામ રે,
વ્યસની જે લોકો સહુ તે, સેવાં મુજને મોકલે,

વાજતે ને ગાજતે, એકેક આવ્યું ઠોકલે.
યમરાજના કે'વા થકિ હું, કલિ યુગે અહીં આવી છું
મુજમિત્રોને યમ પાસ ઠેલી, પ્રેમે તેને ભાવી છું.
મૃત્યુ પામી લોકો સહુ, સ્વર્ગમાં સિધાવતા,
આવીને કો યમરાય પાસે, હૃદે દુઃખી તે થતા;

**સદ્ગુણી માણસ—**

રે દુર જાને દુર જાને છટ, અભાગણી મુજ થકી,
નર્કની તું ખાણુ છે ને, અમ લોહીની તરસી નકી;
અવગુણ તારામાં ઘણા છે, શું કહું મુખે કથી,
શુભ કૃત્યો ને સૌ બાળીને તું, અર્પે છે અવળીમતિ

**બીડી—**

બહુ બોલો નહિ ઓ ભાઇ ને, જુઓ જ ચટકા રંગના,
ધુમાડા ગોટે ગોટે કાઢો, સ્વાદ લો ઉમંગના,
નથી ટેસ્ટની તમને રતિ, અવળું વદો શેરા:

સૌ ગુણુ મારા પ્રેમથી, મુજ મિત્ર જુઓ આ ભૂંડે

**વ્યસની માણુસ—**

અરે ઓ આબરૂ ખોટા, ખપો છો રે સદા ગુણી,
નથી વિચાર હ્રદયમાં, સદા છો બીડીના ઋણિ;
પ્રભુએ યજ્ઞ કરવાના કહ્યા છે રે મૂખે અંધા,
ગોટે ગોટા ધુમાડાના, કાઢીને કરે છે બંદા.

**સદ્‌ગુણી માણુસ—**

કહો છો બીડીના ઋણી, બતાવો ક્યાં લખેલું છે,
ગીતા વા શ્રુતિ સ્મૃતિમાં, કે પુરાણે ભરેલું છે;
પ્રભુ તણા સૌ યજ્ઞો, શાસ્ત્રોએ લખેલા છે,
વૃથા બકો છો શું મુખે , તમારા ક્યાં ભરેલા છે,

**વ્યસની માણુસ—**

મિથ્યા બોલી વદાવો શું, જરા આ ધ્યાનમાં લેશો,
બીડી સમ મઝા, કહો છે ક્યાં જ તે કેશો;

સ્વાદ તેનો ત્રિલોક મધ્યે, નથી કાંઇ અમે ભાળ્યો,
તમે ચાખી ન તેને તો, વૃથા જનમારો શેં ગાળ્યો.

સદ્ગુણી માણુસ—

અરે ઓ ભાત મારારે, કહું તે ધ્યાનમાં લેજે,
બીડીનો સ્વાદ કેવો છે, હેતે તું આજ મને કે'જે;
ખારો ખાટો જ કે તીખો, લાગે છે સ્વાદ કંઈ ન્યારો,
ગળ્યો કે કડવો મીઠો, બોલો ને સારો નઠારો.

વ્યસની માણુસ—

સૌ ઓળખાણુમાં પે'લી, બીડી થાય છે યારી
નમાવે વેરીને પ્રિતે, ટાળે છે ભય સૌ ભારી;
વળી સુગંધ ઉડ્યાથી, જરૂર કો પાસ ના આવે.
લાગી લગ્ની અમોને તેની, પ્રભુનું નામ ના ભાવે.

સદ્ગુણી માણુસ—

વિવેક સમ વિશ્વમાં કોઇથી, નથી થાતી ભાઇ યારી,
આવો બેસો પધારો, બોલ્યાથી ક્યાં મારામારી;

કેવડા સમ વાસ બીડીની, લાગે છે બહુ તને સારી,
ભોગી ભ્રમરો અમ જેવા, ન આવે તેથી નઠારી.

**વ્યસની માણસ—**

ચાલ્યો જુવો ફાંકડા ભાઇ, મુખે ઘાલીજ છે બીડી,
સટાકા જોરથી મારૂં, અમારી સ્વર્ગની સીડી;
ફેશન અમારી ભાળો નં, ચિરૂટ મુખમાં જ શોભે છે,
બનાવી હોઠ રાતાને, તાંબુલ મુખે જ ઓપે છે.
વૃથા એ રંગ ચઢાવ્યો, અમારાં શિષ્ટ છે કાળા,
હાટે હરનિશ જપીએ છીએ, બીડી બીડી તણી માળા
સિગારેટ ના ફુંકી જેણે, વૃથા પૈસા તેણે ખાયો,
અમો સમ પૈસામાં ફુંકો, મુકતાં તેજ છે હાયો.

**સદ્‌ગુણી માણસ—**

ખરી ભાઇ વાત સુણી મેં, ફક્કડ બનવા તમે માંગો
સતકીર્તિ થકી હરનિશ, તમે તો દૂર રે ભાગો;

બોટા સો કે'શે છકેલો, ના વિશ્વાસે કદી રે' જો,
તમારો તોલ આ કે કંઇ, બીજો હોયે જ તો કે'જો,
જપવું જે મુખે હરિનામ, મુખે તે બીડી ઘાલી છે,
પ્રભુના ઠામ ઠેકાણાં, તણી જગ્યાઓ ટાળી છે;
ખૂ ખૂ ખૂ રાતદિન થાયે, વદે છે છે શું મુખે એતો,
ખૂ કે'તાં ખુવારી છે, તમારી તો બીડી પીતાં.

**વ્યસની માણસ—**

જુઓ ચોરો બીએ તેથી, જરૂર કો પાસ ના આવે,
જરાનાં દુઃખ જે મોટાં, વ્યસનથી દૂર તે જાવે;
વળી આંખો તણી ગરમી, ખૂબીથી તેજ કાઢે છે,
કબજીઆત દસ્તનો મોટો, જરૂરથી તે મટાડે છે.

**સદ્‌ગુણી માણસ—**

વૃથા વદો છો શું ભાઇ, જીવન નિદ્રાથી ચાલે છે,
તમોને ના આવે કો દીન, હૃદયે તેજ સાલે છે;

ભોગો ભોગવવાની જે, ઉત્તમ તકો યુવાની છે,

રોગોમાં વેદના વેઠી, મરણુ તે વિતાવી છે.

મોટા સર્જન ડોકટરો, તણા અભિપ્રાય જુઓ હા,

વૃથા વે'મે કુટાઇને, નેત્રોનાં તેજ ખુવો ના,

કબજીઆત જો મટે આથી, જરૂર દવા ન કો ખાએ

વ્યસની લોક ભૂતળે, કદી વૈદ પાસ ના જાએ.

આમ વાદવિવાદ કરે છે તેવામાં સદ્‌ગુણી માણસના કાને કઇ સ્વર સંભળાય છે તેથી તે સાનંદાશ્ચર્યથી એકદમ નિચે પ્રમાણે બોલે છે.

અરે ! ભાઇ, સાંભાળ, આ અંતરિક્ષ શાનો નાદ થાય. છે ' વાહ શું કર્ણપ્રિય ગાન ! વાજીંત્ર સાથે નીસરતો કોમળ સ્વર કેવો મધુરો લાગે છે ! ભાઇ એ તો અંત્રિક્ષમાં રહેનારી અપ્સરાઓ આપણને શ્રવણ કરાવવા ગાતી હોય તેમ તેમ જણાય છે; કારણ કે તે આપણા વાર્તાલાપને લગતુંજ સંભળાય છે, આ પ્રમાણે વાત કર્યા બાદ તેઓ એકાગ્ર ચિત્તે આનંદથી સાંભળવા લાગ્યા.

અપ્સરાઓ—

# અલબેલી બીડી ભાગ ૧ લો.

## બીડીનું ફારસ.

### પ્રકરણ ૧ લું સંદેહે વિષ્ણુ દર્શન.

ભાઇ ઘેલશંકર, આપણા માનીતા ભાઇ સાહેબની કીર્તિ તો તમે સાંભળી હશે ના સૂણી હોય તો તમારે કાન નથી એમજ કહીએ તો ચાલે અજ્ઞાનશંકરે પ્રથમ વાર્તા ચલાવી.

હા ભાઇ, કાલેજ મેં એકજણ પાસેથી સાંભળ્યું કે ભાઈ સાહેબ તો કુળમાં દિવા રૂપે જ પ્રગટયા છે; કારણ કે તેમના જેવા ઉદાર દીલના આ ફાની દુનિયામાં બહુ જ થોડા. અરે! હુ તો કહું છુ કે આપણું અહો ભાગ્ય હોય તો કદાચ એકાદ મળે, બાકી તો કોઇ નથી, ઘેલશંકરે અજ્ઞાનશંકરને મોભનો ટેકો આપતાં કહ્યું. બસ એટલું જ? એતો શું. પરંતુ ભાઇ સાહેબ પુણ્યના પ્રભાવથી જો ધારે તો દાનેશ્વર રાજા કર્ણને પણ સ્વર્ગમાંથી હેઠો પાડે ને સૂર્ય નારાયણના રથને પણ સ્થંભાવી શકે. પણ ભાઇ સાહેમ જાણી જોઇને માઝા તોડતા નથી. કેમ ગોપીદાસ ખરૂં ને? અજ્ઞાનશંકરે ભાઇને ખૂબ ચઢાવ્યા, પરંતુ

શંકા ઉત્પન્ન થઇ કે જો તે એ પ્રમાણે કરવા જશે તો જુઠો પડીશ એમ ધારી આગળનું વાકય ઉમેર્યું.

સાચી વાત. ગયા પરમદિનેજ એક બ્રાહ્મણે આવી દિકરાના ઉપવિતાર્થે રૂપીઆ પાંચસોની માગણી કરી. તરત જ ભાઇ સાહેબે કહ્યું ઓહો હો ! એમાં શું માગ્યું. એમ બોલી તરત જ ઢગલી કરી દીધી. વળી આપણને પણ વિના માગે કેવી સર્વ વસ્તુઓ પુરી પડે છે. ધન્ય છે એમનાં માત પિતાને. અરે હું ભૂલ્યો. રૂપીઆ અર્પણ કરતી વખતે તેમની માતુશ્રી આવી પહોંચતાં રૂપીઆ આપવાની ના પાડી હતી કેમ ખરૂં ને ભોટશંકર ભાઇ ? ગપ્પીદાસે વાતનો પાયો રચી ભોટશંકર ભાઇને આગળ વધવા કહ્યું.

બરાબર જ્યારે હું મારા કામસર ત્યાંથી જતો હતો ત્યારે ભાઇ તેમની માતાને આ પ્રમાણે કહેતા હતા. “ ડોકરી, છાનીમર ધર્મના કામમાં આડી ન આવ. ચુપ રહે નહિ તો માર ખાઇશ ” ત્યાર બાદ માતાના બોલને ન ગણકારતાં રૂપીઆ આપી દીધા; પરંતુ બ્રાહ્મણ કંઇ જપ કરતો હોય એમ લાગતું હતું. ભોટશંકરે આગળ વિવેચન કરતાં કહ્યું.

તે બ્રાહ્મણને કોણ જાણે અવળું સૂઝયું. કે પછી બે ભાનમાં હો, તેણે તો ભાઇ સાહેબનું માઠું માગ્યું.

માતાએ તકરાર કર્યો છતાં પણ ભાઈ જેવું મસ્તક કાપવા જાય છે કે તરત જ બ્રાહ્મણ મટી ચતુર્ભુજ રૂપે વિષ્ણુએ દર્શન દીધાં કેમ ખરૂં ને ભાઇ સાહેબ : છેલશંકરે વાતને સંપૂર્ણ રૂપ આપતાં સવાલ કર્યો.

**લહેરીલાલ**—ભાઇઓ બોલ્યા તે કેવું ? મને તો કશું સાંભરતું નથી. બ્રાહ્મણ શો ? ભગવાન શો ? મને તો બધું ગપાસ્ટકજ લાગે છે.

**ઉડાઉશંકર**—અરે ના તેઓને તો બોલતાં જ કયાંક આવડે છે. સાલા લુચ્ચા ભામટાઓની અક્કલ જ કયાં મારી ગઇ છે; કારણ કે આ ઠેકાણે આપ સાહેબની સમક્ષમાં આવી સાચી જુઠી વાત થાય એ કહે છે તેમ નહિ પરંતુ સાંભળો તમે જુઓ પેલા હરિકૃષ્ન મહારાજના દહેરા પછ-વાડે બીડી પીતા હતા ને ધૂમાડો આવવાથી પેલા બ્રાહ્મણે બૂમો પાડી હતી ?

**લહેરીલાલ**—હા તે સાચું. તેને ધૂમાડો નહિ ગમતો હોવાથી તે બબડતો. શું ભગવાન બતાવવાનું કે માથું આપવાનું કહેતો હતો ?

**ઉડાઉશંકર**—હા. તે પ્રભુની વાત કરતો હતો, અને તે શ્રવણ કરવા તમને અલ્યા લહેરી, અલ્યા લહેરી કહી

બૂમો પાડતો હતો. તે સાંભળી તમે નજીક ગયા, ત્યારે તે બ્રાહ્મણે વિનાવિલંબે એક લાકડી લઇ મંત્રીને તમારા શરીરને સ્પર્શ કર્યો કે તરત જ તમે આ લોકનુ ભાન ભૂલી ગયા; જેથી પરમાત્માના દર્શનને લાયક થાય. કેમ વાત ખરીને મહેરબાન ?

લહેરીલાલ—હા એ તો સાચું પરંતુ એતો એમ થયેલું કે હું તે બ્રાહ્મણના મારથી બે ભાન થઇ ભોંયે પડયો હતો વળી અત્યંત કાલાવાલા કરતાં પણ મારો છુટ-કારો કર્યો નહિ વધારામાં બિકથી મેં મારા પાંચ રૂપીઆ પણ આપ્યા હતા. જો મારી માતુશ્રી ત્યાં આવ્યા ન હોત તો મારા તો બારજ વાગી જાત ત્યારે તમે તો વળી ભગવાન મળ્યાની ને પાંચને બદલે પંચસેંની વાત કરો છો. એનું કેમ ?

ઉંડાઉશંકર—તે ખરૂં પણ જુઓ પ્રથમ તમે ડોકું નમાવી ઉભા હતા કે નહિ ત્યાર બાદ પેલી લાકડીની અલૌકિક શક્તિથી તમે ભાન ભૂલી પૃથ્વી પર દંડવત્ નમ-સ્કાર કર્યા તમોને દર્શન મળેલાં પરંતુ તે વખતે ખાસ પ્રભુએ મૂકેલી ભૂલવણીથી તમે તે ભૂલી ગયા. અમને તો દુનિયાદારીનુ થોડું ઘણું ભાન હોવાથી બરાબર દર્શન ન થયાં. તમે તો સંસારમાં નિર્લેપ જીંદગી ગુજારો છો તેથી તમને અમૂલ્ય લાભ થયો.

લહેરીલાલ—તે તો કોણ જાણે મેં તો પાંચ રૂપિયા આપ્યા હતા, અને આ ભાઇઓ કહે છે પાંચસેં તે કેમ મનાય ? ગપ કે કંઇ બીજું ' એમ નહિ તેમનું કહેવું અક્ષરશઃ સાચુ છે, પરંતુ બોલવાની ભાષા પાઠાભેર છે. એ તો એમ થયું : લાકડીની અસરથી તમે ભાન વિસરી ગયા બાકી તો તમે પાંચસેંજ આપ્યા છે. જુઓ તમારે તેની ખાત્રી કરવી છે ? વિષ્ણુ ભગવાને કૃપા કરી તમે વાત સાચી માનો તે સારૂં પીઠ ઉપર ત્રણ ફૂંકુની લીંટીઓ પાડી મૂકી છે, હરઘડીએ વાત તાજી થાય ને ભાન ઠેકાણે આવે તે સારૂ હમણાં પણ તે નિશાની સ્પષ્ટ દેખાય છે. જુઓ ને ખાત્રી કરો આમ બોલી કહેતામાં ચાલાક ઉડાઉશંકરે ભાઇ સાહેબને બરાબર સમજણ પાડી કહ્યું. પીઠે દર્પણ રાખી સામેના તકતામાં પીઠ ઉપરની રેખાઓ બતાવી. દર્પણ રજુ કર્યું તદન જુદું. લાવ જોઉં જો નિશાની મળશે તો બધી વાત સાચી માનીશ; નહિ તો ચામડી વેંત ઉતારી લઇશ ને વધારામાં સોબત પણ છોડી દઇશ. હુ કાબેલ માણસ છું. નથી કંઇ કાચો પોચો કે એમ ' ગાંગે ગળ્યું ગટ તેનું નહિ કાગળ કે ખત ' માનું એવી ગપ મારી કને નહિ ચાલે. આમ પોતાના જ્ઞાનનું ગુમાન રાખતાં રાખતાં લહેરીલાલે કહ્યું. તરતજ ઉડાઉ શંકરે શ્રી રાધાકૃષ્ણના મંદીરમાં લઇ જઇ સામેના તક-

તામાં પીઠ પાછળ મહા પ્રયત્ને આનંદ દખાવતાં તથા શાબાશી આપતાં આપતાં આપણા ભાઈ સાહેબ નીચે પ્રમાણે બોલ્યા.

આવેલા દર્પણની સહાયથી પીઠ ઉપરની રેખાઓ બતાવી. પછીથી વાક્ય વાંચવાનું શરૂ કરો.

**લહેરીલાલ**—ભાઈઓ. વાતો સત્ય છે. ઉડાઉ શંકરે બરાબર સમજાવ્યું વાસ્તે તે આવા માંગલિક પ્રસંગે વધુ ઈનામને લાયક છે. તમે તેના પ્રમાણમાં થોડા છો. આમ બોલી લહેરીલાલે દરેકને પચીસ રૂપિયા તથા ઉડાઉશંકરને ત્રણ તોલા સોનાની સાંકળી કાઢી કંઠે આરોપણ કરી, ભાઈની સમજ પ્રમાણે તેઓની બરાબર કિંમત આંકી. આવી રીતે તેઓ તેને અવળું સમજાવી કળે પૈસા કાઢી લેતા.

# પ્રકરણ ૨ જું.

## લહેરીલાલની ઓળખાણ.

પ્રિય વાંચનાર ગયા પ્રકરણમાં આપણે લહેરીલાલ તથા તેમના ભાઈબંધો સાથે થતો વાર્તાવિનોદ શ્રવણ કર્યો. તે

વાંચ્યાથી આપણા હરેકના મનમાં પ્રશ્નો ઉપસ્થિત થાય લહેરીલાલ નામે વ્યકિત કોણ ? એ ટોળી વાળા કોણ છે ને તેઓ શી રીતે અને શા માટે એકત્ર થયા હશે ? એ ટોળી એવી કઇ અલૌકિક શકિત વાળી, કે મંત્ર સાધના વાળી કે યોગ સાધક અગર કોઇ જડી બુટી વાળી હશે કે જેણે પ્રભુ દર્શન કરાવ્યાં ? આ પ્રમાણે ઘણી શંકાઓ આપણામાં જન્મ પામે છે. તો તે નિવારણાર્થે આપણે સર્વ આગળ જોઇએ; અને પ્રથમ પ્રશ્નથીજ એક એક હરેકનું સ્પષ્ટી કરણ મેળવીએ.

પ્રાચીન કાળમાં સૌજન્યપુર નામે એક વિશાળ શહેર હતું. જેની અંદર ધર્મધુરંધર નીતિપાળ રાજા ધર્મની રીતને અનુસરી પ્રજાનું પુત્રતુલ્ય પાલન કરતો હતો. તે રાજા હંમેશાં રાત્રિના સમયમાં વેશ પલટી પ્રજાના હિતાર્થે નગર ચર્ચા સાંભળવા નીકળતો હતો. રાત્રિના દષ્યનો પ્રાતઃ કાળે વિચાર કરી, દુષ્ટોને દંડ કરી તથા દુઃખીજનોને દુઃખ મુકત કરી અનેક અનાથોની આશિષો લઇ સુખમાં દિવસ વ્યતિત કરતો હતો. તેના રાજ્યમાં રામ રાજ્યની માફક પ્રજા ખુલ્લાં દ્વાર મૂકી નિર્વિઘ્ને નિંદ્રા દેવીને આધિન થતાં. તેણે પોતાના રાજ્યમાં એવી તો સખત શિક્ષા તસ્કરો માટે રાખી હતી કે જે શ્રવણ કરતાંજ તેમના સાંધા ગગડી જતા

ધર્મિષ્ઠ રાજા હોવાથી પ્રજાને શિર રાજ્ય તરફનું કોઇપણ પ્રકારનું કષ્ટ ન હતું પરંતુ પ્રજાને કટા શત્રુની ગરજ સારતાં વ્યસનો, જો કે રાજા અત્યંત શ્રમ કરતો હતો તો પણ અમલદારોની બેદરકારીનો લાભ લઇ રૈયતમાં, ઘર કરી ભારે ત્રાસ વર્તાવી રહ્યાં હતાં. આ શહેરમાં વાડીલાલ નામે એક પ્રતિષ્ઠિત નગર શેઠ રહેતા હતા. તેમની સાહેબીની ગણના કરી શકાય તેમ નહતું. નોકર ચાકરો, રસોઇયા સાથે તેનું આખું કુટુંબ તથા મુનિમ અને કારકુન વર્ગ મળી લગભગ સો માણુસ વર્ષે દહાડે પોષાતું હતું. શેઠ ઉદાર દીલના હોવાથી ગરિબો ને બ્રાહ્મણો તથા ચારણો વિગેરેને ઘટતું દ્રવ્ય આપી મદદ કરતા હતા. તેમણે દરેક મોટા શહેરમાં પોતાની પેઢી જમાવી હતી અને દૂર દેશાવરોમાં ગંજાવર વહાણો મારફત લાખો રૂપીઆનો માલ આપ લે થતો હતો. વધુ ન કહેતાં એટલુંજ કહેવું બસ છે કે તેમને નામે જંગલમાં પણ મંગલ થાય તેમ હતું. શેઠને વૃધ્ધાવસ્થામાં મહાપુણ્યના પ્રભાવે લહેરીલાલ નામે પુત્ર રત્ન પ્રાપ્ત થયું. શેઠ વાત્સલ્ય ભાવથી તેને હંમેશાં બહુ લાડ લડાવતા ને જો કોઈ જરાપણ તેને હરેક કાર્યમાં અટકાવે તો શેઠ તેના પર ચીઢાઇ જતા. આવી રીતના લાલન પાલનથી આ ણા આ ભાઇ સાહેબ ઉછર્યા હતા.

શેઠ પુત્ર રત્નની પ્રાપ્તિથી પોતાના જીવનને અહોભાગ્ય સમજતા હતા. સમજે તેમાં નવાઇ પણ નહિ; કારણ કે કુદરતી નિયમ છે કે ' ઘાંના ત્યાં પાંના નહિ ને પાંના ત્યા ઘાના નહિ ' શેઠને તો બંને હોવાથી પરમેશ્વરનો મહાન ઉપકાર માનવા લાગ્યા; અને તેમણે પુત્ર જન્મોત્સવ જેવા માંગલિક અપસરે બ્રાહ્મણો ભાટ ચારણો તથા ગરિબોને પુષ્કળ દ્રવ્ય આપી સંતોષ્યા હતા.

આપણા આ લાડકવાયા લહેરીલાલ દિન પ્રતિદિન વધારે લાડમાં ઉછરવા લાગ્યા. માતાની માફક કડવુ પણ પથ્ય ઓાષધ પાનાર મોટા લોકોને ત્યાં થોડા હોય છે. કદાપિ સુભાગ્યે કોઇ આવે તો પણ તે શેઠના ડરથી કંઇ કહી શકતો નહિ. જેમ જેમ ભાઈની વય વધતી ગઇ તેમ તેમ શેઠ સાથેનો સંબંધ ઉતરતો ગયો ને સાથેજ હલકા નોકર ચાકરોનો સહવાસ વધતો ગયો. આનું પરિણામ એ આવ્યું કે લહેરીલાલ ભાગ્યેજ અઠવાડીઆમાં એક વખત શેઠનું મોં જોવા પામતો; જેથી શેઠનો સહવાસ તો શું પણ શિખામણના શબ્દો પણ અભાગ્યે કાને પડતા. તે પણ ધૂળ ઉપર લિંપણની માફક એક કાને પેસી બીજે કાને નીકળી જતા. સ્તનપાન કરાવતાં પણ માતાનો જે અલ્પ સમયનો સહવાસ હતો તે પણ વય વધવાથી જતો રહ્યો. ભાઈના સુભાગ્યે કદાચ

જો અલ્પ સમય મળતો તો તે પણ વિપરિત રૂપેજ પ્રત્યક્ષ થતો; જેને પરિણામે સુશિક્ષીત માતાથી મળતું ઉત્તમ જ્ઞાન કે જે સો શિક્ષકનાથી પણ વધુ કિંમતી છે તે બાઇશ્રીના ભાગ્યમાંથી જતું રહ્યું અને તેના બદલામાં ઘેલીયા જેવા મૂર્ખને દુર્ગુણી માણસનો સહવાસ થયો; જેને પ્રતાપે ભાઈ સાહેબ અત્યંત દુઃખી થયા; તે આગળ વાંચતાં જણાશે.

ઉપર કહ્યું તેમ ઘેલીયો યથા નામ તથા ગુણઃ તે કહેવતનો ચુસ્ત ભકત વાણીમાં નહિં પણ કામમાં હોવાથી તેના દુર્ગુણોએ ક્રમે ક્રમે લહેરીલાલનામાં પ્રવેશ શરૂ કર્યો. પ્રિય વાંચક વૃંદ! આવા સહવાસમાં ઉછરેલું ને માતાપિતાની નજરથી દૂર રહેલું બાળક કદાપિ ચારિત્રવાન થાય? બેશક નહિજ. આપણે આપણાં બાળકોની સંભાળ રાખવી તથા સારો સહવાસ તેમને બતાવી આપવો તે દરેક મનુષ્યની ફરજ છે. જે માતાપિતા આ ફરજ બજાવતાં નથી ને નિર્દોષ બાળકને દુર્ગુણીઓની સોબતમાં રાખે છે તેઓ ઘોર નર્કના ભાગીદાર થાય છે એવું આપણાં ધર્મ શાસ્ત્રોનું માનવું છે. જે આપણને પણ માન્ય રાખ્યા વિના ચાલે તેમ નથી.

લહેરીલાલને ઉમર લાયક થતાં મોટા લોકોની રીત પ્રમાણે બારે વર્ષે નિશાળે મૂકયા. વધારામાં ઘેર કોઇ લાયક શિક્ષક ભણાવનાર ન હોવાથી અને તે નિશાળમાં તથા ઘેર પણ વાડી-લાલની બ્હિકથી તેમને કંઇ પણ કહેતા ન હોવાથી, આપણા આ બાબુ બારે વર્ષે બુધવારની માફક વીશવર્ષે ઉઠા સુધી ભણ્યા; ને મહા પ્રયત્ને માંડ માંડ સહી કરતાં શિખ્યા. વાંચકોને જણાવવાનું કે લહેરીલાલ મોટાનો પુત્ર હોવાથી નાનપણ માંજ તેમની માતાના પિયેરપક્ષમાં ચંદનગોરી નામે સુકન્યા સાથે લગ્ન થયાં હતાં: જે નામ પ્રમાણેજ ગુણોને ધારણ કરનારી હોવાથી ચંદન જેમ પોતાના બાળનારને પણ સુગંધ અર્પે છે તેમ આ શુશીલ બાળા વેરીને પણ ઉપ કાર કરવા ભૂલતી નહિ. તે ગરિબ પણ નીતિવાન માબાપને ગૃહે ઉછરેલી હોવાથી તેનામાં તવંગરના કહેવાતા ગુણો આવવા પામ્યા ન હતા, પરંતુ એક તાદૃશ ગૃહિણીને છાજતાં લક્ષણો સુશિક્ષણને પ્રભાવે ઉદ્દભવ્યાં હતાં. તે પોતાના સદાચારથી સર્વ લોકોમાં પ્રિયકર થઇ પડી હતી. સૌ તેનાં વખાણ કરતાં કે ચંદનગોરી, અરૂંધતી સમાન રમણી નિવડશે. લહેરીલાલના કોઇ ઉત્તમ પુણ્યના પ્રભાવને લીધેજ વાડીલાલે પોતાની દૃષ્ટિમાં તે કન્યા આઠ વર્ષની વય વાળી હોવાથી નાની લેખાતી છતાં પણ પોતાની ભાર્યાનું મન ન દુખાય તે વાસ્તે ઘણી ધામધુમથી તથા છાજતા

ખર્ચ સાથે વિવાહ વિધિ કર્યો. આપણા આ ભાઇ સાહેબ ધીમે ધીમે ખુશામતીઆઓની ટોળીમાં ફસાયા. આપણામાં કહેવત છે કે "પૈસાદારના સર્વ સાળા થવા જાય પરંતુ ગરિબનો ભાઇ બનેવી ન થાય." તે કહેવતાનુસાર ભાઇને પૈસાદાર જાણી એક પછી એક એમ સત્રભગ પચીસ ખુશામતીઆઓની ટોળી ભૂતની માફક ભાઇની પાછળને પાછળ ફરવા લાગી. તેમની અસરથી તથા પ્રથમથીજ ઘેલીયાનો થોડો રંગ બેઠેલો હોવાથી આ ભાઇ સાહેબનામાં ધીમે ધીમે એક પછી એક એમ બીડી, ગાંજો, ચહા, દારૂ, અફીણ, જુગાર, સટ્ટા તથા રંડીબાજી વિગેરે દુર્ગુણોએ પોતાની સત્તા જમાવવા માંડી. એવો એક પણ દુર્ગુણ દુનીઆમાં અસ્તિત્વ ધરાવતો નહિ હોય કે જેણે લહેરીલાલને પોતાનો ઉપાસક ન બનાવ્યો હોય! આ ઉપરથી સ્વભાવિક રીતે સર્વને જીજ્ઞાસા થાય કે આટલાં બધાં દુર્વ્યસનો શી રીતે લાગુ થયાં? તે તૃપ્ત કરવા મારી મતિઅનુસાર હું નિચે જે વર્ણન કરૂં છું તે અસ્થાને તો નહિજ લેખાય. નાનપણથીજ ઘેલીયાની તથા કુસંગી છોકરાંની સોબતથી લહેરીલાલને બીડીનો શોખ લાગ્યો હતો; જેની અંદર

ડાલ ઘણા યુવાન પુરૂષો ફસાયા છે. લહેરીલાલને હવેથી આપણે ભાઈસાહેબ કહીને જ બોલાવીશું કારણ કે તેમની પાછળ ભમનારી ટોળીના તથા તેમના માનાર્થે પણ આપણે તે કહેવાની જરૂર છે. વળી વધારામાં તેમનામાં નકલી સાહેબના ગુણો પણ પુર જુસ્સાથી ખીલ્યા હતા; તેથી ગુણાનુ સાર પણ આપણે કહેવું જ જોઈએ. ત્રીજું કારણ એક તે મોટાનો પુત્ર હોવાથી પણ આપણને તે નામે બોલાવવાની જરૂર છે.

પ્રિય વાચકો ! ચાલો આપણે ભાઇ સાહેબની સાથે ચાલતી ટોળીનો જરા વાતો વિનોદ શ્રવણ કરીએ. પ્રથમ તો ભાઈ સાહેબને દેખતાં જ તેઓ ીઓ જેમ વરરાજાનાં ઓવારણાં લે છે તેમ ભાઇશ્રીનાં લેવા લાગ્યા. ત્યારબાદ ખુશામત રૂપી શ્રવણ કરતાં મીઠું ને પરિણામે ઝેર સમાન હથીઆર વાપરવા લાગ્યા; જે આપણે ગયા પ્રકરણમાં જ વાંચી ગયા. આપણને છેલ્લા પ્રશ્નનો ખુલાસો આ પ્રકરણમાં થયો નહિ; વાસ્તે તે મેળવવા તથા આગળ શી ઘટના થઈ તે જાણવા આપણે આગળના પ્રકરણમા પ્રવેશ કરીએ.



## પ્રકરણ ૩ જું.

### બીડીનું શોભિતું સરઘસ.

પ્રિય વાંચક વૃંદ પ્રથમ પ્રકરણમાં વર્ણવેલી સદેહે વિષ્ણુ દર્શનની બીના કેમ બની તેનો ખુલાસો મેળવવા આપણું અત્રે આગમન થયેલું છે. તે ટોળી તથા લહેરીલાલ નામે વ્યકિતનું આપણને પાછલા પ્રકરણ પર્ત્વે ઓળખાણ થયુ છે, ત્યારે આપણને માત્ર તે બીના કેમ બની હશે તેજ જાણવાની આતુરતા બાકી છે. ચાલો આપણે પ્રથમ તેજ તપાસીએ. તે લાલ ટોળી ગોસ્વામિ અપભ્રંશ ગોસાંઇજી મહારાજના મંદિરની વાડીમાં રોપેલાં ફુલ ઝાડોમાંથી ભાઈ સાહેબને હાર પહેરાવવા ગુલાબનાં ફુલ લેવા ગઇ હતી. અંદર પેસતાં જ ભાતભાતનાં પાકાં ફળોથી ઝુકી રહેલી ડાળીઓ તેમની નજરે પડી. સર્વને તે ચાખવાની અભિલાષા ઉત્પન્ન થઇ પરંતુ પુંજારીના ડરને લીધે કોઇ પણ તેને હાથ સરખો પણ અડકાડી શકે તેમ નહતું. આપણા ભાઇસાહેબ મોટાનો પુત્ર હોવાથી તેને કોઇ કંઇ કહી શકશે નહિ તેમ ધારી લહેરીલાલની

પ્રસંશા કરી તે કામને માટે પ્રેર્યો. તેઓ પાછળ આવેલી એક નાની બારી પાસે ગુલાબનાં ફૂલ વિણવા લાગ્યા; અને આપણા ભાઇસાહેબ પાસે પડેલું એક મજબુત લાકડાનું ડફણું લઇ ધીમે ધીમે વૃક્ષોપરથી ફળો પાડવા લાગ્યા. ગ્રિષ્મ ઋતુના દિવસનો મધ્યાનકાળ હોવાથી પુંજારી મંદિરમાં અડધો ઉંઘમાં તથા અડધો જાગૃતાવસ્થામાં વિચાર કરતો બિછાનામાં પડયો હતો. એકાએક પવનનું સખત વાવાઝોડું થવાથી આપણા ભાઇસાહેબ તથા તેમના સોબતીઓ મંદિરમાં પુંજારીના સામેના ખુણામાં ચુપકીથી બેઠા. ભાગ્યેજ અર્ધો કલાક જેટલો સમય વિત્યો હશે તેટલામાં ભાઈ સાહેબને બીડીની તલપ આવવાથી ગજવામાંથી સિગારેટોની ડબીઓ કાઢી સર્વને એક સિગારેટ વહેંચી. વહેંચ્યા બાદ પોતે મુખમાં મૂકી ફુંકવી શરૂ કરી. લગભગ પચીસેક માણસોનો સામટો ધૂમાડો એકત્ર થવાથી પુંજારી કે જે અર્ધ જાગૃતાવસ્થામાં હતો તેના શ્વાસમાં દાખલ થયો. ગોસાંઇજીના પંથમાં બીડીનો તદન નિષેધ કરેલો છે. વળી પુંજારીને સ્વભાવિક રીતેજ બીડી તરફ તિરસ્કાર હતો જેથી બીડીને દેખતાં જ તેનું લોહી ઉકળી

જતું. મંદિરના ચાર દરવાજા પૈકી માત્ર એકજ ખુલ્લો હતો: જેથી સર્વ ધૂમાડો તેમાં એકત્ર થયો. સિગારેટોની દુર્ગંધથી પુંજારી સફાળો બેઠો થયો અને પોતાની નિંદ્રામાં ખલેલ કરનાર કોણ છે તેની તપાસ કરવા લાગ્યો. ખુશાલતીઆઓ ચેતીને બહાર નીકળી ગયા પરંતુ લહેરીલાલ જેવા બહાર નીકળવા જાય છે તેવામાં દૈવ યોગથી પુંજારીના હાથમાં સપડાયા. તે કાચી નિંદ્રામાં હો કે બીડી તરફના સ્વભાવિક વેરને લીધે હો, પરતુ અત્યંત ક્રોધને વશ થઈ ' તારી લાકડીને તારો બરડો ' એ કહેવતાનુસાર ભાઈની સ્ટીકથીજ ભાઈને વળેલો છેર ઉરાડવા લાગ્યા. મારથી બેભાન થઇ ભાઇ ભોંયપર પડયા પડયા દુ:ખે ચિંચવાડા પાડવા લાગ્યા. તે અરસામાં પુંજારી બરાબર જાગૃત થવાથી ભાઇનાં ગજવાં તપાસ્યાં તો તેમાંથી પાંચ રૂપીઆ નીકળ્યા જે પોતે લઇ લીધા. ભાઇનું નસિબ કંઈ જોરમાં હશે કે જેના પ્રભાવે તેમનાં માતુશ્રી ઓષધમાં ' ઉપયોગી ઝાડનાં મુળીઆં લેવા આવતાં નજરે પડયાં, કે તરતજ પુંજારી સોટી નાખી દાઈ નાસી ગયો. અત્રે કહેવાની જરૂર નથી કે તેમના જીવજાન હાસ્તો તો ભાઇને પકડયા જાણી પોણારાજ ગણી.

ગયા હતા. ભાઇ બેભાન સ્થિતિમાં ભોંયે પડેલા છે ત્યાં તેમનાં માતુશ્રી આવી પહોંચ્યાં. લહેરીલાલની દુઃખ પુર્ણ હાલત જોઇ માતા રોઈ પડયાં; ને મંદીરમાંથી શીતળ જળ લાવી મુખ પર છાંટવાથી તથા પવન નાંખવાથી ભાઇએ આંખ ઉઘાડી સચેતન થતાં વિલાસગોરીએ ભાઇને ઘેર લઇ જવા પ્રયત્ન કર્યો છતાં માતાને પણ તુચ્છકારી કાઢી પાતાના પરમપ્રિય ભાઇબંધો તરફ સંકેત સ્થાને ગયા. ત્યારબાદ તેઓએ ભાઇને ઉપરની બીના બનાવટી સ્વરૂપમાં યુકિતથી તેને જ મોંઢે કહી સંભળાવી.

વાંચક બંધુઓ જોઇ ભાઇની ખુબી ! આપણે કાઇ સ્થળે અપમાન થયું હોય ને તે વાત આપણા જ ભાઇબંધો આપણને કોઈ જુદા જ સ્વરૂપમાં કહે તો શું આપણે ખુશી થઇને તેમને ઇનામ આપીશું ? આ મુર્ખાઇ કે બીજું કંઇ ? અલબત, તેમનો સંગ છોડવો જ જોઇએ. પરંતુ આપણા આ ભાઇસાહેબનામાં તો અક્કલના જ વાંધા, એટલે શું કહેવાનું. ઉલટા તે ખુશી થઇ ગયા ને આભાર સાથે ઇનામ આપ્યાં. પ્રિયબંધુઓ આવી ભૂલ તમે કદી કરતા નહિ ને ખુશામતને પાકો શત્રુ માની તેનાથી હમેશાં દૂર રહેજો. અરે, આપણે આપણા ભાઇસાહેબની માનીતી રાણી બીડી ગોરીને તો ભૂલી ગયા જેવું કર્યું કરેલા વિલંબ માટે માફી માગી તેમના બાળપણમાં બનેલા બે ત્રણ બનાવો તેમની કીર્તિના વિસ્તાર વાસ્તે લખું છું. આ સાહેબજી

એક દિવસ પોતાના એક પરમપ્રિય બાળસ્નેહિ અજાશંકર સાથે તેમના પિતાના ડરથી એક પોળના કમાડ પાછળ સંતાઇને ધુમ્રપાન કરવાની લાલચે ગયા. ભાઇએ મેમાનગિરિ સાચવવા પ્રથમ પોતાના સ્નેહિની બીડીથી સ્વાગત કર્યા બાદ તેને પોતાના મૂખમાં મૂકી તેની શોભામાં વધારો કરી, દેશની ઉજવળ આબરૂનું સંરક્ષણ કર્યું. બીજીરીતે કહેતાં **आत्मवत सर्व भूतेषु** એ કહેવતને અનુસરી પારકાના દુઃખે દુ:ખી થયા. શું આ ઓછી દેશભક્તિ અને ભુત દયા ? આપણા ભાઇ સાહેબ સ્વદેશાભિમાનની સંપૂર્ણતાને ધારણ કતા હોવાથી અજાશંકરે પાકેટ ખોલી ખાસ સ્વદેશી બનાવટની દિવાસળીની પેટી કાઢી. દેશના વાતાવરણમાં સ્વદેશસેવાનુ બિજ નહિ જેવું હતું ત્યારે ભાઇનામાં તો સર્વ રીતે ફૂલીફાલી ફળવાન થયું હતું. આધુનિક સમયને અનુસરી સ્વદેશી મનાવવા ખાતર માત્ર ખાદીની ટોપી ધારણ કરી હતી, તે સિવાય બાકીનો યુરોપી ડ્રેસ ચઢાવ્યો હતો. આપણે તેમને એકલાનેજ દોષ આરોપીએ તો તે પક્ષ કર્યો મનાય, કારણ હાલના સ્વદેશી કહેવડાવતા ઘણા સદ્‌ગૃહસ્થો ચાયના કાર્ડનો ઉત્તમ કોલીટીનો કોટ પહેરી સાથે તેને લગતો વિલાયતી ડ્રેસ લગાવતાં જરા પણ આચકો ખાતા હોય તેમ જણાતું નથી. આ મહેરબાને મસ્તકે શુચ્છાદાર કટીંગ કરાવેલા હેર રાખ્યા હતા; વધારામાં તેને ઉંચી જાતના હેર ઑઇલથી ઓળી ખુશબોદાર બનાવી, સ્ત્રીઓની માફક વચ્ચે સેંથો

પણ પાડવા ચૂકયા નહતા. વળી તે, કેશ કપાળ ઉપર લટકતા રાખી પ્રભુએ અર્પેલા વિશાળ લલાટને આચ્છાદન કરી દુનીઆને છેતરવાનો પ્રયત્ન કરતો હોય તેમ જણાતા હતા. ગળામાં નેકટાઈ સાથે કોલર, ક્રીઝ ટાઇટ શર્ટ, ચાયના કાર્ડનું જાકીટ, અંગ્રેજી કસ્ટમને અનુસરી શીવડાવેલો હન્ટીંગ કોટ જેને ગુજરાતીમાં શિકારી કોટને નામે ઓળખવામા આવે છે તે, પાટલુન, અને સ્ટોકીંગ સાથે હોલબુટને પણ ભુલ્યા નહતા. આ રીતે ચુસ્ત યુરોપિયનને છાજતો ડ્રેસ લગાવી હાથમા સ્ટીક અને પાકેટમાં આફીસનો ટાઈમ લેટ ન થાય તે વાસ્તે ગોલ્ડ વાચ સાથે નીકળેલા હતા. પ્રિય વાંચકો! તમારામાંથી એક જન વાચમાં જુઓ કે હાલ કેટલા વાગ્યા છે. વાદવિવાદ કરી લડી મરતા નહિ, નહિ તો યુરોપિયન ગોરા સાહેબનો રૂઆબ જુદો જ છે. જો જો તમને હમને રાસ્કલ ના બનાવી દે. ગોલ્ડ વાચમા અંધારે પણ ચકચકિત દેખાય તેવા કાટા કેવા સુંદર દિસે છે! તેમાં કેટલા બાગ્યા છે તે તું કહીશ? અરે ના, આપણે ભૂલ્યા. લાવ જરા તેના માલિકનેજ પૂછીએ, કારણ તે વાચ રાખતા હોવાથી જાણતાજ હશે. તેમા શંકા લાવવી તે હાલના જમાનામાં શોભે નહિં. જુઓ ઇશ્વર સાનુકુળ લાગે છે. આપણે બદલે અનશંકર જ પ્રશ્ન કરે છે.

ભાઇ સાહેબ મેં હજુ સુધી ભોજન લીધું નથી. વળી મારી માતાએ કહ્યું છે કે વહેલો આવજે. તો હાલ કેટલાનો

સુમાર થયો હશે ? અજાશંકરે ભયથી અચકાતાં અચકાતાં કોઈ દિવસ નહિ ને આજે માના કહ્યાની ચિવટથી વખત જાણવા આતુરતા દર્શાવી.

તારા બાપના બુધવાર જેટલા એમાં મને શું પૂછે છે ? મારી સાથે ફરે છે ને આટલુંય ભાન નથી. જા રાંડના હવેથી મારી સાથે ના આવતો. આવા ભાઈબંધો કોઈ વખત આબરૂ લેવડાવે. આપણે જાણીએ કે, કોઈ પૂછશે તો ઉત્તર દેશે માટે સાથે રાખો; પણ કર્મના જ કાળાને નિકળ અહીંથી તારૂં કાળું કર. આ પ્રમાણે ભાઈ સાહેબે રંક અજાશંકરનો ઝાકળ ઉડાડયો. અજાશંકર તો મુંઝાઈ ગયો ને મનમાં પસ્તાવા લાગ્યો કે મને વળી એ શું સુઝયુ કે એને પ્રશ્ન કર્યો. તરત જ પોતાની ભુલ થઇ કહી પગે પડી કાલાવાલા કરવા લાગ્યો. આખર ભાઈ સાહેબ મનાયા ; પરંતુ સાથે બોલ્યા કે, જો, હવે કાલે શિખી લાવજે. અમારે તો ઉમદા ભાઈબંધો હોય તેથી ચાલે પણ તારે ન ચાલે માટે ભૂલતો ના. આમ સંધિ કર્યા બાદ તેમણે બીડી સળગાવવાની તજવીજ કરવા માંડી.

પ્રિય વાંચક બંધુઓ જોયો ભાઈનો રૂઆબ અને આત્માભિમાન ! 'નબળો માંટી રાંડ ઉપર શુરો.' એ કહેવતાનુસાર ભાઈએ બિચારા ગરીબ બ્રાહ્મણપર મારો ચલાવ્યો. હશે, હાલના જમાનામાં એમ જ હોય. ચાલે આપણે જ

જોઇએ. બરાબર ગ્રીષ્મ ઋતુમાં મધ્યાહ્ન કાળને સૂચવતા બન્ને કાંટા બાર ઉપર આવી રહેલા છે. તાપ સખત હોવાથી કોઇ મનુષ્ય તો શું પણ પશુ પખી પણ જવલેજ નજરે પડે છે. તે સમયે અગ્નિશંકરે દિવાસળી લઇ, પેટી ઉપર કાકર ન હોવાથી ભાઈ સાહેબના ગળા નજીકના કોટના કાલર પર ઘર્ષણ કર્યું. તરત જ જ્યોત પ્રકટતાં જ ને કટાઈના લબડતા છેડાને ગરમ કર્યો. તેણે કાલર પકડયો ને કાલરે શર્ટ. અગ્નિશંકરને ભાઇસાહેબ હોલવતા રહ્યા છતાં અગ્નિદેવે કોણ જાણે કોપાયમાન થઇને કે શું કોટને પણ ઝડપવો શરૂ કર્યો. સાહેબે રીસ ચઢાવી સ્ટિક તથા કેપ ફેંકી દઇ ચીઢાઇને નાસવા માંડયું. અનલને પવન મળવાથી તેજસ્વિ થતો ગયો ને તરત જ ફાગણ સુદ પૂર્ણિમાની રાત્રીએ ઉત્પન્ન થતાં હોલિકા દેવીએ લઘુ સ્વરૂપમાં જાણે દર્શન આપ્યુ. ન હોય તેવો દેખાવ નજરે પડયો. 'તમાસાને તેડું ન હોય' તેથી રસ્તે ચાલતા લોકો એક પછી એક દેવીને વધાવા તથા દર્શનાર્થે એકત્ર થવા લાગ્યા. થોડીવારે ત્રણે અવસ્થાનાં મનુષ્યોથી ઉભરાતો એક મોટો સમાજ દષ્ટિગોચર થયો. લોકો માંહે માંહે વાર્તાવિનોદ કરવા લાગ્યા; અને કેટલાક તો આનંદમાં તલ્લીન થઇ જાણે નૃત્ય ન કરતા હોય તેવા જણાવા લાગ્યા.

પ્રિય વાંચકવૃંદ જો કે વાત દિલગિરી ઉપજાવે તેવી છે; પરંતુ ચાલો આપણે તે લોકો શી વાતો કરે છે તે ધ્યાન દઇ શ્રવણ કરીએ.

**લાલદાસ**—ભાઇ શામલાલ, જોઇ મઝા કેવો મઝાનો રંગ દેખાય છે ! એને તો જાણે સ્વર્ગપ્રાપ્તિ થવાની હોય તેમ સદેહે દેવલોક લઇ જવા અગ્નિદેવ પધાર્યા છે. શું તેની મહત્તા !

**શામલાલ**—ભાઇ ઓળખ્યો, એતો વાડીલાલનો લહેરી જુઓ કુળને કેવું દિપાવે છે. આટલું અજવાળું કોઇએ તેમ મારી જાનમાં નથી. સપુત નર તે આનું નામ.

**ડાહ્યાલાલ**—ભાઇઓ તમે શું બોલો છો. તેનો બાપ તો લાખ રૂપિયાનું માણસ છે. જાણે લિંબુનું પાણી. પરંતુ તેનણે કોણ જાણે શાં પાપ કર્યાં હશે કે તેમને ઘેર આ પુત્ર રત્નનો જન્મ થયો.

**હાંશિલાલ**—તેમણે તો ઉનાળે પરબો મંડાવેલી ને હિમાળે હાટ ગાળેલાં નહિ તો આવો સપુત નર પેદા થાય ? જુઓ. આપણાથી વરઘોડામાં બસેક માણસ ભેગાં ન થઇ શકે ને એણેતો લગભગ પાંસસો એકઠાં કર્યાં છે ! જોયો છે આવો વરઘોડો ! કેવી બહાદુરી ? છે દુનિયામાં એની જોડ ?

( અનુસંધાન પૃષ્ઠ ૯ )

અર્જસરાઓ—

એકડે એક, બીડીએ મુકાવ્યો ટેક—
મંગાવે દુશ્મન પાસે ભેખ, મારા ભાઈઓ શીખામણ
સાચી માનજો.

બગડે બે. બીડીથી થાયે બે—
હેતે મરણને આવકાર દે. મારા ભાઈઓ.
તગડે ત્રણ, બીડીનું મોટું રણ—
કરે પાયમાલ પુષ્કળ કણ. મારા ભાઈઓ
ચોગડે ચાર, બીડી મારે મોઘમ માર—
જાણે વિરલા કોઈ વાર. મારા ભાઈઓ
પાંચડે પાંચ, કરે આખા શરીરને આંચ—
નાખે હૃદયની મોટી ઘાંચ. મારા ભાઈઓ
છગડે છો, છે બીજી કૃત્યા કો'—
એને દેશવટો તમે દો. મારા ભાઈઓ
સાતડે સાત, પીનારની વે'લી ઘાત—
જરા દેખે ન તેની જાત. મારા ભાઈઓ
આઠડે આઠ, તેણે વટાળી સઘળી જાત—
ના જુવે ફુંકી કંઈ ન્યાત. મારા ભાઈઓ
નવડે નવ, બીડીએ બાળ્યો દવ—
પડે નાનું મોટું સર્વ. મારા ભાઈઓ
એકડે મીંડે દશ, પ્રભુને કે' છે બસ—
એવો બીડીનો જબરો ચસ. મારા ભાઈઓ

એક એકડે અગીઆર, માંદા નાખે પુષ્કળ બાર
તે તો જાણો ચુનો નીરધાર. મારા ભાઇઓ
એકડે બગડે બાર, નિશ્ચે લોહીનું પાણી ધાર
કરે રકતનો કફ નીરધાર. મારા ભાઇઓ
એકડે તગડે તેર, વતાંવે કાળા કેર—
ન જુવે વચને ક' છે મેર. મારા ભાઇઓ
એકડે ચોગડે ચઉદ, છે રાક્ષસી તે ખુદ—
પીએ લોહી તે બુંદ બુંદ. મારા ભાઇઓ
એકડે પાંચડે પંદર, નચાડે મદારી જેમ બંદર--
પીનાર નાચે બીડી અંદર. મારા ભાઇઓ
એકડે છગડે સોળ, કરે દેહને બેડોળ—
ચુસે તેલને રાખે ખોળ. મારા ભાઇઓ
એકડે સાતડે સત્તર, છે જગમાં બહુ બળવત્તર—
આપે સુગંધ જાણે અત્તર. મારા ભાઇઓ
એકડે આઠડે અઢાર, કર્યો દેશ નિરાધાર—
ભૂખે સડે હજારો હજાર. મારા ભાઇઓ
એકડે નવડે ઓગણીસ, કરો સર્વે તે પર રીસ--
કરો અર્જ સુણે જગદીશ. મારા ભાઇઓ
બગડે મીંડે વીસ, કરો પ્રતિજ્ઞા કદી ન પીશ--
કહે મુળજી ન કરશો રીસ. મારા ભાઇઓ

---

# અલબેલી બીડી ભાગ ૨

વાંચો વાંચો ! ! વાંચ્યાના પૈસા નથી. માટે વાંચો !

, બાકી રહેલો અતિ રસદાયક સંવાદ તેથા ગમ્મત સાથે જ્ઞાન આપનારૂં રમુજી ફારસ માટે વાંચો 'અલબેલી બીડી ઉર્ફે દયાહિન દૈત્યો.' ભાગ ૨ જો.

બાળકોને વ્યસનોથી અટકાવવા દરેક ગૃહસ્થને એક પ્રત અવશ્ય ઘરમાં રાખવા વિનંતિ છે. ગમ્મત સાથે જ્ઞાન મળતું હોવાથી, બાળકો હસી હસીને વાંચશે; જેને પરિણામે બીડી તથા વ્યસનોના અવગુણોથી વાકિફ થઇ તે તરફ વળતાં અટકશે.

મુળજીરામ એમ. દ્વિવેદી
ખારા કુવાની શેરી, સોજીત્રા.
સમુદ્ર મુદલી સ્ટ્રીટ નં૭ પાર્ક ટાઉન—મદ્રાસ.

# જરા આ તરફ નજર કરો.

કેમ ભાઈ, શાનો વાદવિવાદ ચાલી રહ્યો છે?

અરે ભાઈ, જોને હીરાભાઈની કીટસન લાઈટ બગડી છે, શંકરભાઈનો સ્ટવ અટક્યો છે અને ગોકળભાઈનું ઘડીઆળ ચા પીએ છે. ને ક્યાં સમરાવવું તેની આ ગડભાંજ ચાલી રહી છે. કેમ ભાઈ, તમે સર્વ સ્થળ ફરેલા છો માટે કહો કે સસ્તું, ટકાઉ અને વખતસર કામ ક્યાં થશે?

ઓહો! એમાં કે ઘડીના શું ગુંચાવ છો! આપી દો એસ. જી. ટોળીઆને.